॥ वंदेमातरम् ॥



# તળાવીઆ રાઠોડભાઈઓએ કરવાના

# સુધારા.





પ્રકાશક —

**નાથુભાઈ જીવણજી**

મુ૦ ખોજ  તા૦ [illegible]


મુદ્રક

**ભાઈલાલ ઝવેરભાઈ પટેલ**

"નવયુગ" મુદ્રણાલય—બીમડાચો—સુરત

# તલાવીઆ રાઠોડભાઈઓએ કરવાના સુધારા.

---

મહેરબાન રાઠોડભાઈઓ તમને ભેગા મળેલા જોઈ આજે હું ઘણો ખુશી થાઉં છું કારણકે આપણા જાતિબંધુઓનું આવીજ રીતે માસ બે માસે સંમેલન થાય અને જ્ઞાતીના કંઈક સુધારા વધારા પર ધ્યાન અપાય તો ઘણીજ આનંદની વાત કહેવાય અસ્તુ

(૧) ભાઈઓ આપણી જ્ઞાતી તલાવીઆની એક રાઠોડ શાખા છે, અને તેને આજે દુબળા શબ્દથી સંબોધી બોલાવવામાં આવે છે, અને તેથી પણ નાલાયક શબ્દ જેવાકે નઠ્ઠા કહી પણ બોલાવવામાં આવે છે ત્યારે શું આપણે એટલા બધા નિર્માલ્ય છીએ કે દુબળા એટલે મરવાની અણીપર આવેલા ગણાઈએ નઠ્ઠા શબ્દનો અર્થ તો ભીલ થાય છે આવા શબ્દો આપણી તલાવીઆની શાખાને લાગુ પાડી દીધા છે એ શું થોડી નામોશીની વાત છે ? વળી, આપણે ઘણા ખરા ઉજળી પ્રજાના છે પણ આપણે સુધરતા નથી તેનું કારણ કે ઉજળી પ્રજા પોતાના પગનળે રાખી આપણી પાસે કામ લઈ સુધરવા દેતી નથી કેમકે જો એ પ્રજા સુધરી જશે તો પછી આપણી ગુલામીનું કામ કોણ કરશે ? એ ઉદ્દેશથી એ લોકો વંશપરંપરા આપણને ગુલામ બનાવતા આવ્યા છે અને બનાવશે માટે મારા જ્ઞાતીભાઈઓ હવે ચેતો અને ગુલામીમાંથી મુક્ત બનો અને તમારાં કુમળાં બાળકોને મુક્ત કરવાના ઉપાયો યોજો તેમાંના થોડા હું અત્રે આપું છું

(૨) આપણી કોમ કેળવણીમાં ઘણીજ પાછળ છે એટલે લગભગ સેંકડે ૧ ટકો પણ સુધરેલો નથી મહેરબાન ગાયકવાડ સરકારે ગરીબોની દાઝ જાણી ફરજીઆત કેળવણીનો કાયદો દાખલ કર્યો પણ જ્યાંને ત્યાં ઉજળીઆતનો વાસડો ફરે ત્યાં ગરીબ પ્રજાનું શું વળે ગરીબના છોકરાને કોણ ભણવા દે કારણ ઉજળીઆત માસ્તરો હોય તેઓ પોતાના ઢોર પાવા, છાણાં વીણવા, ચારો નીરવા પાણી ભરવા વાસણ ઉટકવા વગેરેનાં કામો સોંપી વખત વ્યતીત કરે એટલે ગરીબ બાળક શું ભણે ? પણ ભાઈઓ બ્રીટીશ તથા ગાયકવાડ સરકારના આશ્રય હેઠળ ભણવાનો આ રૂમદા વખત છે અને એ ગરીબની દાઝ જાણી જ્યાં ત્યાં બોર્ડિંગો કાઢી પોતાને ખર્ચે કાળી પરજના છોકરાને કેળવણી આપવા કૃપા દરશાવી રહી છે, પણ ભાઈઓ આપણી કોમની હજુ સુધી પણ ઉંઘ ઉડતી નથી નહી તો બ્રિટિશ સરકારે [illegible] તાલુકામાં ગોડસંબા ગામે કાળીપરજ બોર્ડિંગ કાઢી છે અને તેની [illegible]

સંસ્થા ચીકલી તાલુકાના ખેરગામે પણ કાઢવામા આવી છે વળી ગાયકવાડ સરકાર તરફથી સોનગઢ વ્યારા વગેરે સ્થળે બોડિંગ સ્થાપવામા આવી છે માટે ભાઈ તમે ચેતો અને ઢોરો ચરાવવાના જવા દઇ બાળકોને કેળવણી આપો પણ તેને અભણ રાખી બિચારાનિર્દોષ બાળકોની પોતાના સ્વાર્થ ખાતર જીદગી ધૂળધાણી ન કરો પણ પોતે જાણો છો કે આપણને કેટલી વિપત્તિ પડે છે એજ પ્રમાણે આપણા બાલકોને પડશે માટે ભાઇઓ જરા ચેતો ને સુધારાપર આવી તમારા કુમળા બાળકોને મોતના પઝામાથી બચાવો

(૨) વળી ભાઇઓ દરેક ગામે આપણી જ્ઞાતીના બેત્રણ અથવા તો એથી પણ વધારે મહોલ્લા (ફળીઆ) હોય છે ત્યા દરેક ઘરદીઠ દર વરસે રૂા ૫) પાચ ફાળોકરી આપણા બાળકોના લગ્ન કરો તો પછી કોઇને ત્યા ગુલામ મૂકવાની ફરજ પડશે નહિ અને જ્યારે ગુલામ બનાવીશુ નહિ ત્યારે મો માગ્યો રોજ આપી ઉજળીઆતો ધધે લઇ જશે એટલે આપણી આર્થીક સ્થિતિમા પણ સુધારો થશે ને આપણા બાળકો સુખ શાન્તીમા આવી આનદમા દિન ગુજારશે વળી કન્યાના દેનમા ઘટાડો કરીશુ એટલે દેવુ કરવાની જરૂર રહેશે નહિ લગ્ન સબધમા ગોળ ખાવો છાલી કલ્લા પહેરાવવા આણાવાળવા, બોલાચાલીનો દારૂ પીવો વગેરે નમમા ખર્ચ કાઢી નાખવાની જરૂર છે આ મામોમા ફક્ત બે ત્રણ માણસથી કામ થઈ શકે એમ છે મગણું દારૂ તાડી પીવાના બન્ધ કર્યા જે એટલે વધુ માણસો આવશે પણ નહિ

(૩) મહેરબાન ભાઇઓ આપણી કોમ દારૂ તાડીની બદી બહુજ કરે છે અને તેથીજ દુબળાપણુ તથા ગરીબાઈ મટતા નથી જોકે આપણે દરેક કોમ કરતા બમણુ પેદા કરીએ છીએ પણ જેટલુ કમાયા હોય તેમાના ત્રણ ભાગ દારૂ તાડીના ઇજારદારના ને એકભાગ આપણ ઘર કુટુબના પોષણનો—બસ હવે સવારે શુ થશે તેની પણ ફીકર નથી તો જીદગીની ફીકર હોય ક્યાથી ? વળી જુઓ કે આપણે રળી રળીને મરી ચાલ્યા ને તેનો વૈભવ ઉજળીયાત ભોગવે તેનુ કારણુ કે એ લોકોની બુદ્ધિની બલીહારી (આનુ કારણુ કે ઉજળીઆત કેળવાયલા અને ચતુર છે તે પોતાના બાળ-બચ્ચાંને પણ કેળવે છે ત્યારે આપણે તેનાથી—ઉલટુ કરીએ છીએ આપણે અભણ રહ્યા તો રહ્યા પણ આપણા બાળકોને પણ અભણ રાખી ગુલામી મા દાખલ કરી જીદગી બરબાદ કરીએ છીએ અરે શુ દયાજનક સ્થિતિ ! વળી ઉજળીઆતના ઘરમા આપણા રોળાના પેટીપેટારા ભરી રાચ—રચીલા લુગડા, ફરનીચર તથા હરવા ફરવા સાધનો—ગાડીઘોડા વગેરેના સાધનો છે, ત્યારે આપણને રહેવાને પુરૂ છાપરૂ પણ નથી સુવાને સાદડી પણ નથી

પાણી પીવાને લોટો નથી અરે શુ—કેવી દુર્બળ સ્થિતિ એનુ મોટામા મોટુ કારણ દારૂતાડીની બદી સિવાય બીજુ કઇજ નથી વળી ભાઇઓ દારૂતાડી પીવાથી બુદ્ધિનો તેમજ પૈસાનો નાશ થાય છે વળી તેનાથી અનેક રોગો ઉત્પન્ન થાય તથા પીધેલ માણસથી બીભત્સ (શબ્દો બોલાય છે) અને ઘરમા મા, બેન, વહુ, દીકરી વગેરે સાંભળે છે અને પોતાની ખરાબ સ્થિતિ થાય છે માટે ભાઈઓ દારૂતાડીથી દુર રહેવા મારી નમ્ર વિનતી છે એ બાબત એક છપ્પો નીચે આપુ છુ તેનાપર ખાસ લક્ષ આપવા મહેરબાની કરશો એજ અસ્તુ

છપ્પો

પીધી કેફ નર કેફીએ, ચાલ્યો ચૌટા બીચ
કામ કુઠામ થયો પડી, નહી ચેત્યો તે નિચ
નહિ ચેત્યો તે નીચ, કીચ લપટાણી કાયા
અર્થ હતો જે ગાંઠ, મૂરખ ખોઇ બેઠો માયા

આનો અર્થ—એવો થાય છે કે દારૂ તાડી પીને પીધેલો થયો પછી તે બજારમાથી ચાલ્યો પણ ચાલતા ચાલતા પગ લથડ પથડ થવાથી નઠારા ઠેકાણામા પડી ગયો તો પણ તે નિચ ચેત્યો નહી ને તેનુ આખુ શરીર ગંદકથી, અગર ખરાબ વસ્તુથી બગડી ગયુ અને પોતાની પાસે જે કાઈ પૈસા વગેરે હતા તે પણ મૂરખ ખોઈ બેઠો એવી એવી ખરાબી થાય છે માટે ભાઇઓ સમજો ને એને છોડો તો સુખી થશો

(૪) છોકરો પાચ વરસનુ થાય કે તેને નિશાળે મૂકે, અને મૂકવુજ જોઇએ અને વળી આપણી કોમને બ્રિટિશ સરકાર મફત કેળવણી આપે છે ને સારી હાજરી બદલ તથા ભણવા બદલ સ્કોલરશીપો પણ આપવા માંડી છે ત્યારે આપણને ફક્ત બાળકનો ખાધ ખરચ પૂરો પાડવાનીજ જરૂર રહી છે કારણ એટલુ પણ ન પાડીએ ત્યારે બાળક ઉપર શુ કરવા કરીએ માબાપની ફરજ છે કે, બાળકને ભણાવવુ, પરણાવવુ, ને ધધે વળગાડવુ માટે ભાઇઓ બાળકોને ભણાવવા પર વિશેશ લક્ષ આપવાની જરૂર છે પદર વરસની ઉમર થતા બાળક ભણી, પોતાનો નિર્વાહ પેદા કરી કોઇના પજામા સપડાશે નહિ

(૫) નાતગની કન્યાના માગ સાભળવા પ્રમાણે હાલ ૧૦૦ થી ૧૫૦ સુધી રૂપીઆ આપવામા આવે છે એ તદન અનીતિ થાય છે કેમકે આપણી સ્થિતિ તો મૂળમા ગરીબ ને વળી બે, દોઢસો રૂપીઆ લાવવા ક્યાથી પણ તમે તો પોતાની તથા પોતાની સ્ત્રીની તથા બાલ બચ્ચાની જીદગી ઉજળી-આતને ત્યા લખી આપી રૂપીઆ કાઢી લાવો છો એટલે તેઓ તમારી નેસ

ખેચી કાઢે છે તેનો કઇ વિચાર મરખો કર્યો કે રૂપીઆના બદલામા ફકત પુરૂષ નોકર હોય પણ બૈરીએ શુ કેવુ કયુ કે તેને પણ હોમી દો છો બિચારી નિર્દોષ સ્ત્રી વાસીદુ વાળી વાળી માથે ટાલ પાડી, જીદગી પરી કરે છે તેની તો જગ દાઝ જાણો ને આવા કામા કરના અટકા ને નાતગની બાબતમા વધુ ધ્યાન લેના ઓછુ નેરો એવી મારી વિનતી છે

(૬) રડવા કુટવાનો રિવાજ છે તેમા સુધારો કરવાની જરૂર છે આ રિવાજ તદન ખોટો છે કુટવાથી બાળકની માતાના થાનનુ દૂધ બગડે છે અને દૂધ બગડવાથી બાળકને અનેક રોગો થાય છે માટે રોના, કુટવાનો રીવાજ નહિ રાખના કોઇ માણુ મરી જાય તો સગા વ્હાલા તથા પાડ પાડોશી બે ત્રણ જણ જઇ પાણી લઇ પાછા આવવુ ને તેના બદલામા દારૂ તાડી પીવા નહિ આ બાબત ખાસ ધ્યાનમા રાખી સુધારો કરવાની જરૂર છે

(૭) ભાઇઓ મારા સમજવા પ્રમાણે શિગોદ મુકામે મમેલન કરી મી૦ નાથુભાઇ જીવણ તથા હુ પોતે મળી જે રીવાજો ઘડવામા આવ્યા હતા તે આપ સઘળા ભાઇઓને વાચી પણ સમજાવવમા આવ્યા હતા ને તે રીવાજો સઘળા ભાઇઓને રૂચતા પણ આવ્યા છે એમ તમારી રૂબરૂ કહેવામા આવ્યુ હતુ અને તે પ્રમાણે વર્તન ચાલી રહ્યુ છે તે સાભળી આનદની લેહેર થાય છે હુ રીવાજ મુજબ હુ ’ગ્રુ રહી તેજ પ્રમાણે વર્તન રાખવા, તથા તેમા સુધારો વધારો કરવાનો જણાય તો પાછુ મમેલન કરી વાદવિવાદ કરવા મારુ માની કરો મારા સાભળવા પ્રમાણે મમાડ ગામે એક સ્ત્રી ફ્રોઇદ તાડી પી આવી હતી તેને જ્ઞાની તરફથી રા રા૫ા દડ કરવામા આવ્યો છે, અને એજ પ્રમાણે દરેક ગામે બદોબસ્ત થવાની જરૂર છે. આવા સુધારા થશે તો આપણી સ્થિતિમા પણ ફેર પડેલો તમારા સમજવામા આવશે માટે ભાઇઓ દયાળુ સરકારના આસરા હેઠળ રહી સારી કેળવણી બાળકોને આપવી મુખી કરાના સઘળા ભાઇઓને સૂચના કરવામા આવે છે એજ તા ૪-૪-૧૯૨૫

લખનાર—**એક સભ્ય**

જ્ઞાની સુધારક મડળીના સભ્ય

(૮) વળી સૂચના કરવાની કે આપણી કોમના ઘણા ખરા માણસો પારસીને ત્યા ખાય છે ત્યારે ઢેડાનુ ખાવાથી અડચણ શુ છે કારણ પારસીને ઢેડાનો વહેવાર છે અને તે મારા જોવામા ઘણા ખરા શહેરોમા આવ્યુ નૌસારી, તવડી, સુરત, તથા મુબઇ પારસીઓ ઢેડાને પોતાના ઘરમા રાખે છે ને બમરચીનુ નામ કહે છે તથા ભાણા પણ લઇ જાય છે માટે ભાઇઓ આજ પ્રમાણે બીજી ભરકાઇ નામ દારુ પીતી હોય તેનુ પણ નહી ખાવુ અને તેનાથી અળગો વહેવાર રાખવા આ લોકો ઉજળા

છે પણ પરદેશી છે કહ્યુ છે કે વાટેનુ ઔષધ અને મૂડેલો જતી એનો ભરોસો શો માટે ભાઇઓ આપણે આપણો ધર્મ સભાળી શા માટે બીજી પ્રજાનુ ખાવુ નહીંજ ખાવુ આનો બદોબસ્ત થવાની ઘણીજ જરૂર છે

(૯) પરન્યાતનો માણસ આપણી ન્યાતમા ભામેલ થવા માગતો હોય અને તે ભલે ઉચ કોમનો અગર નિચ કોમનો હોય તો પણ તેને આપણી ન્યાતમા લેવો નહિ પણ ખરા રાઠોડ ભાઇથી ઉત્પન થયો હોય તે પાછળથી વટલી ગયો હોય તો તેને ખાસ લેવાની જરૂર છે પણ કેટલીક જગ્યાએ ચાઘરા વીગેરે ન્યાતમા લઇ કન્યા વહેવાર કરવામા આવે છે તે ન્યાતની વિરૂધ્ધ છે

(૧૦) ભાઇઓ દારૂ તાડીની બદી વિષે વિવેચન કરવામા આવ્યુ છે તે પ્રમાણે માસ માસાદિ વિષ્ટાનો પણ નિષેધ થવાની જરૂર છે કારણ કે આહાર તેવો ઓડકાર એ કહેવત પ્રમાણે નઠારા ભક્ષથી નઠારા આચાર વિચારો દાખલ થાય છે ધારો કે આપણી કોમ મરઘા કુકડાનો ઉપયોગ કરે છે પણ એ પક્ષી ખરાબ વસ્તુ જેવી નર્ક ચુથે છે અને તે નર્કમા જેમ કીડા પડે છે તેમ તે આપણા પેટમા સડશે માટે તેનો ઉપયોગ નજ કરવો જોઇએ માછલા વીગેરે પણ વાસી ખાવાથી લોહીનો બિગાડ થઇ અનેક રોગો ઉત્પન્ન થાય છે માટે તેનો પણ ઉપયોગ નજ કરવા મારી વિનતી છે આ ઉપર લખેલી દલીલો મારી બુદ્ધિ અનુસાર મે અનુભવેલી જણાવી છે તે વ્યાજબી છે એમ મારૂ મન કબુલ કરે છે એજ અસ્તુ

# તળાવીઆ રાઠોડની ન્યાતના ધારા

## સવત ૧૯૧૮ ના ફાગણ વદી ૧૦ ને વાર ગુરૂ અગ્રેજી દીન માહે માર્ચ તા૦ ૧૯૨૫ ના દીને મોજે ખોજ તાલુકે બારડોલી ગામે, તળાવીઆ રાઠોડની ન્યાત એકઠી થઇ નીચે પ્રમાણે જે ધારાઓ વરતાવેલા છે તે પ્રમાણે વરતવું.

## લગ્ન વખતે કેમ કરવુ તે બાબત

(૧) પ્રથમ વિવાહ કરવી વળા છોકરા તરફના ચાર માણસોએ જવુ તેમાં ખાવામા છોકરીને ચાદલો કરીને રૂપીઓ એક આપવો અથવા નાળીએર તથા સાકરનુ પડીકુ એક લઈ જવુ તેજ પ્રમાણે કન્યા તરફના ચાર માણસોએ જવુ તેમણે પણ તેજ પ્રમાણે વરતવુ

(૨) કન્યાના બાપ બગબર લગ્ન મુહુરત જોવડાવીને વરવાળાને ત્યા કંકોતરી મોકલે

(૩) જાનની સાથે તુરી આવે તેને વગાડવા બદલ રૂપીઆ) ૪। આપવા અને લગ્ન કરી રહે ત્યા સુધી વગાડવા દેવુ પછી વગાડવા દેવુ નહી અને કોઈ માણસ વગડાવે તો રૂા ૧૦ દંડ કરવો

(૪) હાપા ચુકવવામા નાળીએર ગીતમા નવુ અથવા ફાવે તેવુ લુગડુ તથા કાપડુ એક ઘાઘરો મળી નગ ૩) નાળીએર ખોળાનુ એક તથા આગડો તથા છાલી કલા તથા ઇઝળીના ચાર આના તથા વમાવાના આઠ આના તથા હેડાના બે આના તથા ભગીઆના બે આના તથા વર બગીઆના ચાર આના તથા વર ભાણુના ૪ આના તથા ઉમેરડ વેરો બે આના તથા જે ઘેર ઉતારો આપ્યો હોય તેના આઠ આના તથા ગામનો ૧। લેવા

(૫) જાન પાદરે આવી કે ગામમાથી પાચ તથા દશ માણસે સામે જઈને જાનને લઇ આવવી પણ જાનને પાદરે બેસવા દેવી નહી તેમજ એક ઘેર ઉતારો આપવા

(૬) પણીએન કન્યાના દાગીનાના રૂપીઆ ૮૦। આપવા પરણ્યા પહેલા વર તરફના અથવા કન્યા તરફના જે વેવા તોડશે તેને રૂપીઆ ૧૦) દંડ માટે પ્રથમથીજ નીવા કરતી વેળા જોઈ તપાસી લેવા

૭ કોઇપણ માણસ નાતરુ કરે તે વેળા બાઈ રડી હોય તો તેને રૂા ૪૫ આપવા અને બાઈ એક અથવા બે છોકરાવાળી હોય તો તેને રૂા ૨૫) આપવા એથી વધારે છોકરાવાળી હોય તો તેને રૂા ૧૫) આપવા પણ બે અથવા ચાર છોકરા હોય ને તે તેના બાપને ત્યા મુકી જાય અથવા મરણ પામ્યા હોય તો તે બાઇને રૂા ૨૦) આપવા તથા કોઈ વધારે આપીને લઈ જાય તો તેની પાસે રૂા ૧૭) દંડ લેવા તથા બાઇ તરફના વધારે લે તો તેને રૂા ૧૩) દંડ કરવા

૮ ધણીધણીઆણીને અણબનાવ થાય તો અને તેમા ધણી ધણીઆણીને નહિ ફાવતુ હોય તો અને તે રૂપીઆ આપવા તૈયાર થાય તો તેણે તેના ધણીને રૂા ૫૧) આપીને ફારગતી લેવી જો ધણીને નહિ ફાવતુ હોય તો બાઇને રૂા ૨૦) છેડે બાધે તેમા રૂા ૭) બાપના ગામના અથવા સાત રૂપીઆ વરના ગામના અથવા પાચ રૂપીઆ બાઇના ને એક રૂપીઆ ફારગતીનો મળીને રૂા ૨૦)

૯ લગ્ન વખતે સગાવહાલા આવે તેમણે રૂપીઆ એકથી ઓછો ચાદલો કરવો નહીં ને વધુ કરે તો સગાઓનો મરજી ગામમા જે વખતે છોકરો

પરણે ત્યારે ગામવાળાને રૂપીઓ એક ચાદઓ કરવો અથવા છોકરી પરણે ત્યારે રૂા ૦ાા આના કરવા તથા ખર્ચમા રૂા ૦। ચાર આના કરવા એજ પ્રમાણે વરતવુ

૧૦ છોકરાને ૧૫ વરસની ઉમર થાય ત્યારે પરણાવવો તથા છોકરી બે વરસ નાની ઉમરની હસે તો ચાલશે પણ ૫૬૭ વરસની અંદર કોઈપણ માણસ પરણવા તૈયાર થાય તો ગામમા રૂા ૧૦ દડ આપીને પરણાવે

૧૧ જે વખતે નાતરૂ કરવા જાય ત્યારે રીતમા રૂા ૦ાા આના તથા વરભાણાના રૂા ૦। ચાર આના તથા ભુગળીઆના રૂા ૦ાાા આના તથા નાળીએર એક તથા સાથે આવનાર માણસને એ સીવાય કાઈ આપવામા આવે નહિ કન્યાના બાપે ગામવાળાને રૂપીઓ એક આપવો નાતરામા આણા વળાવવા નહીં તેમજ લગ્ન વખતે આણામા છોકરી તરફના પાચ માણસે જવુ અથવા છોકરા તરફના સાત માણસે જવુ એથી વધારે જવુ નહીં,

૧૨ લગ્નમા અથવા ખર્ચમા ગામના તેમજ પરગામના કોઈ પણ માણસને પીરસ્યા લઈ જવા નહિ કાચ્ચુ આથરૂ તથા ઝુનુ તથા ધરડુ હોય તેનુ પીરસ્યુ લઈ જવુ

૧૩ કોઈ માણસ નીકારે નાસી જાય તો તેની પાસે રૂા ૨૫) લેવા ને તે બાઈને પોતાના ધણીને સોપવી પણ લઈ જનાર ધણીને સોપવી નહીં. ને એ ઉપરાત કોઈ રાખવા તૈયાર થાય તો તેની પાસે રૂા ૧૪૫) લઈ તે બાઈને સોપવી તથા તેની જુની માટીને રા ૨૦ છેડે બાધીને ફારગતી આપવી તેમા રા ૭૫) તના ધણીના અથવા રા ૨૦) તેના માબાપના બાકીના રા ૫૦) ન્યાતના એમ કુલ મળી ૧૪૫) થયા

૧૪ રડવા કુટવામા પોતાના કુટુબના માણસ પાચ દસ લઈ જવા તથા કુટુબ નહીં હોય તો લાગતા વળગતા લઈ જવા પણ વધારે માણસને લઈ જવા નહિ કારણ કે વધારે લઈ જવાથી ખરચો વધારે થાય છે માટે વધુ લઈ જવા નહિ, તેમજ ત્યા કુટવુ પણ નહી, ફક્ત પાણી લેઈને આવવુ

૧૫ ૫૬૭ વરસની ઉમર થાય ત્યારે પરણાવવા તેમા એમ છે કે જ્યારે છોકરૂ જન્મે ત્યારથી તે પાચ વરસ લગી રમે બાકીના પાચ વરસ ભણાવવા ને પાચ વરસમા ફાવે તે હુન્નર તથા નોકરી અથવા મજુરી કરવી ને પૈસા થોડા પણ ફાજલ પાડવા પછી લગ્ન કરવુ, સાથી કે આ બે વચન મુકવાથી આપણી પાસે પૈસા રહસે માટે લોકોની ગુલામી ના કરવી પડે જ્યા લગી આપણી જ્ઞાતિમા કોઇ આગળ ડગલુ ભરી ન શક્યુ ત્યા લગી આપણી

કોમ ઘણી નબળી અવસ્થામા આવી ગઈ માટે ભાઈઓ જરા વીચાર કરી નાના બાળકોને કેળવણી આપવી જોઈએ

૧૬ આ સુધારો કર્યાને એક મહિનો થયો એટલે આ ધારાઓ પ્રમાણે વરતવા લાગ્યા તેના કેટલાક કન્યા ન મોકલતા તે પણ આ કાયદાથી અટકાયા છે ને એ પ્રમાણે વરતવા લાગ્યા છે ત્યાર પછી આ ચેતવણી બાહાર રજુ કરવામા આવી છે

આજના ઠરાવ પ્રમાણે જે ફારગતી થાય અથવા લગ્ન થાય અથવા મરણ થાએ તો પણ આજના ધારા પ્રમાણે વરતવુ એથી ઉલટા ચાલશો તો નોંધેલા ઠરાવ પ્રમાણે દંડ આપવો પડશે

હવે ગ્નાતિભાઈઓને કહેવાનુ કે ઉપર પ્રમાણેના કાયદા દરેક માણસે બરાબર રીતે પાળવા કોઈ પણ ગામનો કોઈ પણ માણસ આ કાયદો તોડશે તો તેની પાસે રા ૧૭૧ દંડ લેવામા આવશે સર્વ ભાઈઓને કહેવાનુ કે ઉપર પ્રમાણેના કાયદા પાળશો તો સુખી થશો માટે ધ્યાનમા રાખીને આ કાયદા બરાબર પાળવા એજ વિનતિ

## 'ગ્નાતિભાઈઓએ નીચે પ્રમાણે આખા ચોરાની સહીઓ આપી છે.

| | | | |
|---|---|---|---|
| નાથુભાઈ જીવણજી | મોજ | ભાણા મેઘા | ,, |
| છાણા મોરાર | ,, | ડાયા કાળા | મોરી |
| સંનીઓ પુન્યો | પાગડી | મકન ભાણા | ,, |
| રણછોડ સોમા | , | કુબેર કાળા | સમથાણ |
| ભાણીઓ ગલ્યો | નાની ફગેધ | છના હગેધ | , |
| ભાણીઓ છીત્યો | ,, | ગવજી વેસ્તા | કટાળી |
| પરબુ મોઢીઓ | રૂવા | ડાહ્યા કાળા | આમણી |
| હળીઓ છન્યો | ,, | મગા મોગર | ,, |
| મગા જેરામ | ભરમપોર | કોહ્યા જીવણજી | ઓરગામ |
| મોગર ઉકા | ,, | સુખલો મોઢીયો | ,, |
| ભીખા પરસોત્તમ | કગેધ મોટી | ઉકા નાગણજી , | શીંગોદ |
| મોગર નગ્રી | ,, | પીગીઓ નાગરીયો | ,, |
| રામજી નાના | વાઘેચ્યા | મગા નાવ | જુનથાણી |
| ભુલા સીબા | , | ભાણા માનીઆ | મુગલી |
| કરો ઉકા | ભામૈયા | ડાહ્યા નાથા | ,, |

| | | | |
|---|---|---|---|
| ગોપાળ છાણા | નસુરા | ડાયા હાટીઆ | ,, |
| માઠા હાટીઆ | ,, | હીરા પરસોતમ | વાસુકુઈ |
| ભુલા નાના | ગજપગ | છના જાનરીઆ | ધાટા |
| કીકા હાટીઆ | ,, | છીતા નાગર કડોદના ફળીઆ પાચ | આમલીઉ |
| લાલા ગોપાળ | મમાડ | | |
| જેઠા મોગર | , | છના કુવરજી | ,, |
| ગોવન ઝીણા | રજવાડ | કુબેર વીરમ | મલેકફળીઉ |
| મ છા કાળા | ,, | માધવ છીતા | ,, |
| નાથુભાઈ ઉકા | જામણુવા | ડાયલા નથવા | હીજડાફળીઉ |
| હીમતા રથા | નરસાડા | બાણીઆ લાલીઆ | ,, |
| વનીઓ માનીઓ | ,, | જેઠા કોહયા | બઠ્ઠીફળીઉ |
| ભીખા ભીમામીચા | રતનીઆ | રણછોડ કાળા | ,, |
| હરીભાઈ કુવરજી | ,, | રતનજી ભીખા | નસુગફળીઉ |
| ઉકડજી અરખા | મોટીચેર | મછા બાવજી | ,, |
| નાથુ ડોટવાળીઓ | ,, | કોહયા ગોકળ | દેશાઈફળીયુ |
| ગોપાળ હરી | જાખલા | ડાહયા કાળા | ,, |
| જેઠા કાગ | વજાખણ | ગોવન કમળા | અનુમડાફળીઉ |
| મગા ભાણા | હગિપગ | મ છા કીકા | ,, |

